તદન મફત મળતું પુસ્તક.

# ધાતુ–પુષ્ટિ.

( મનહર–છંદ. )

ધાતુનો ખજાનો ખુબ હોય તેવા વ્યાપારીના—
પેઢી કદિ ડગશે ન વાત એ વિચારજો,
ધાતુનો ખજાનો ખુબ હોય તેવા નૃપતિના—
દેશનાં આબાદિ થશે ધ્યાન વિષે ધારજો,
ધાતુનો ખજાનો ખુબ હોય તેવા પુરૂષને—
દેખતાં હરાશે સહુ ઉર અવધારજો,
ધાતુ એજ ધરાનું જીવન જગ જાહેર છે—
માટે **ધાતુ–પુષ્ટિ** વાંચી ધાતુને વધારજો.

એક પોસ્ટ કાર્ડ લખી મંગાવનારને આ પુસ્તક વિના મુલ્યે મફત મોકલવામાં આવે છે.

( પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો. )


## વૈદ્ય જાફરભાઈ જીવાણુભાઈ.

મુ. ધોળકા. પ્રાંત ગુજરાત.

# ધાતુ-પુષ્ટિ.

લેખક-પ્રકાશક.

## વૈદ્ય જાફરભાઈ જીવણભાઈ.

પ્રોપ્રાયટર—"આરોગ્યવર્ધક ઔષધાલય"

મુ. ધોળકા. પ્રાંત ગુજરાત.

ધાતુ શક્તિ બુદ્ધિ વધે વધે આયુ સુખદાય;
ઘટે રોગ ઘટના સહુ, કરીએ એજ ઉપાય,

અમદાવાદ—જમાલપુર રોડ ઉપર "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં
**ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.**

સુધારા વધારા સાથે.

આવૃત્તિ પાંચમી પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૬ સન ૧૯૨૦.

એક પોસ્ટકાર્ડ લખી મંગાવનારને આ પુસ્તક વિના મુલ્યે
મફત મોકલવામાં આવે છે.

## આ પુસ્તક વાંચનાર સાહેબો પાસે અમારી
## એક જાહેર માંગણી.

ચાલુ જમાનામાં વૈદ્યક વિદ્યાની અછત, ખરાબ વિચાર, ખરાબ સોબત અને મનની નિર્બળતાને લીધે ઉછરતી વયના યુવાનો પોતાની તેમજ પોતાની સંતતીની આરોગ્યતા સામાં સમાયલી છે, તે તરફ જોઇતું ધ્યાન નહિ આપતાં વીર્ય (શક્તિ) કે જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ મેળવવાનું મુખ્ય સાધન છે તેનો ગેરઉપયોગ કરી પોતાને તેમજ પોતાની આલ ઓલાદને વારસામાં હમેશની નબળાઇ આપતા જાય છે તેવા માણસોને તેવા અંધપણામાંથી મુક્ત કરાવવા તેમને ચાનકદાર બોધ-ઠપકો આપી, તેનાથી થતી ખરાબી અટકાવવા માટે, આરોગ્ય જાળવવા માટે અને દીર્ઘાયુના સાધનોનું ગ્નાન થવા માટે અમોએ આ બુક બહોળા ખર્ચે તૈયાર કરી તેની કાંઇજ કીમત ન રાખતાં **તદ્દન મફત** પ્હોંચવાનો ઉચ્ચ પ્રયાસ ચાલુ રાખ્યો છે, તો આ પુસ્તક વાંચનાર સજ્જનો પાસે અમારી જાહેર માંગણી છે કે આ પુસ્તક વાંચી તેના ઉપયોગીપણા માટે વ્યાજબી અભિપ્રાય લખી મોકલશો કે જેથી તે અભિપ્રાય થોડા વખતમાં અમારા તરફથી બહાર પડનારી સરટીફીકેટ બુક નામની ચોપડીમાં દાખલ કરી શકાય-

# ધાતુ-પુષ્ટિ.

અહા ! આ અસ્થિર સંસારની અંદર કોઇ પણ વસ્તુની સ્થિતિ સદા એક સરખી રહેવા પામતીજ નથી. જે આજે જાહોજલાલી ભરેલ તે કાલે પાયમાલીને વરેલ, જે આજે ખીલેલ તે કાલે કરમાઇ જઇ ધુળમાં મળેલ, જે આજે સાજું તાજું તે કાલે ઝાઝું રોગી થએલ, જે આજે રાજા તે કાલે રંક, જે આજે અમીર તે કાલે ફકીર, જે આજે અરજી સાંભળનાર તે કાલે અરજ કરનાર, અને જે આજે સંપત્તિ આદિના ગર્વથી સંસારમાં પણ સમાતાં ન હતાં તે કાલે ત્રણ હાથની કબરમાં સમાઈ ગએલાં જણાય છે. પ્રરોજ વેળા વેળાની છાંયડી વારાફરતી પોત પોતાનો અમલ બજાવતીજ રહે છે.

વાંચનાર ! નિગાહ કરોકે આપણી રત્નોની ખાણરૂપ ભારત ભૂમી એક બે સદી પહેલાં તન્દુરસ્ત સમશેર-બહાદુર ધીર વીર બુદ્ધિશાળી કળાકોશલ્યવંત અને વિદ્યાવિલાસી મનુષ્યોથી ભરપુર હતી તેજ ભૂમી અત્યારે નિર્માલ્ય બાંધાવાળા-બુદ્ધિહીન-બ્હીકણ-બાયલાં-વિદ્યા કળાની અછતવાળા રોગોના ભંડાર યુક્ત-નામનાં મનુષ્યોથી ભરપૂ

---

આ પુસ્તક રોગી અને નિરોગીને સાચી સલાહ આપી દુઃખ કાપી, આનંદ સ્થાપી એક સાચા મિત્રની ગરજ સારે છે; માટે અવશ્ય પૂરેપૂરા ધ્યાન સાથે વાંચવું !

થઇ રહેતાં જ્યાં ત્યાંથી કાનપર બસ એજ પોકાર અથડાયા કરે છે કે ભાઈ સાહેબ ? મારામાં બિલકુલ શક્તિ-તાકત નથી, મારા શરીરમાં નબળાઇ-નામર્દી-નિરૂત્સાહત્તા સજડ રીતે જાણે સદાને માટે પોતાનું કાયમનું રહેઠાણ-ઘર કરી બેઠેલ છે, હું સંસાર-વ્યવહારના કામથી તદ્દન બાતલ થઈ પડયો છું, વાંઝીયાની ઓળમાં ગણાઈ રહ્યો છું મને થોડી મહેનતે વધારે થાક લાગે છે, મને ઉંઘ આવતી નથી, મને ખાધું પીધું અંગે લાગતું નથી, મને અરૂચી સતાવી રહેલ છે મને સંસાર અકારો થઇ પડયો છે, મને દરેક ચીજ કંટાળા: બોજા અને દુ:ખરૂપ જણાયાં કરે છે, મને દરેક મનુષ્યો અપમાનની લાગણીથી બોલાવે છે. સગાં સંબંધિઓનું સન્માન તો આસમાન પર ચડી બેઠું છે, મારો બરડો ફાટયા કરે છે, મારા પગ લથુલથુ થવા કરે છે, મને જરા જરા કામમાં દમ ચડે છે, શરીરમાં બળતર-કળતર અને સંતાપની મળતરનીજ છત જણાયા કરે છે, ક્ષય-સંગ્રહણી અપચો-ધાતુવિકાર-સ્વપ્નદોષ-અંધાપો-આંખોના ડોળા ડગડગવા લોહીવિકાર-આદિ અનેક દર્દો મુંઝવ્યા કરે છે, એથી ગાલની સુ-લાબી તો ગુમ થઇ ગઇ છે, રૂપ રંગ ને રોશની રીસાઇ બેઠેલ છે, કાનો તો કબરનું શરણુ લેતા જાય છે, ધૈર્યતા-વીરતા-સાહસીકતા પુરૂષાર્થ-નિર્ભયતા-બુદ્ધિ-ચાતુર્યતા-કળાકૌશલ્યતા-ઉદ્યમ અને ઉ-ત્સાહ એઓએ તો મારા ભણી નજર કરવી પણ બંધ કરી છે. ચિંતા-ચિડીયાપણું અને સુસ્તી તો મારી સાથે નિરંતર કુસ્તીજ કર્યા

---

* ઉપરની સઘળી જાતની કડવી ફરિયાદો ઉભી કરનાર ધાતુ-બિગાડજ છે. સર્વ દર્દના માતા પિતા ધાતુ-બિગાડજ છે અને મનુષ્ય પણામાંથી બાતલ કરનાર પણ ધાતુ-બિગાડજ છે !

કરે છે, પ્રમેહ–બદ ચાંદી–વિસ્ફોટક–સંધીવાત–વગેરે વગેરે ગંભીર રોગો તો વારંવાર હુમલો કરી મને પુષ્કળ હેરાન કરી રહેલ છે, મારૂં મગજ મારા કબ્જામાંજ નથી; મન ભટકતુંજ રહે છે. અંગોપાંગ પૈકી પ્રત્યેક ઇંદ્રિયો મારી મરજી વિરૂદ્ધ વર્તે છે, બાળકો પણ મારી મશ્કરી કરે છે, ચામડીથી મઢેલા હાડપિંજરરૂપ મારો બિહામણો દેખાવ બની ગયો છે, હીંડવાની હામ ભાગી પડી છે; પથારીમાંજ પડી રહેવું ગમે છે, કમર ફાટયા કરે છે, ખાંસી ઘડીએ ઘડીએ જીવ લેવા જેવો ત્રાસ આપે છે, દાંતો દેશવટો લેવા ધારે છે, હોજરી અન્નને હજમ કરી શકતી નથી, પેંચોટી વારંવાર ખસી જાય છે, બરોબર દસ્ત ઉતરતો નથી, વારંવાર પેશાબ આવતાં કંટાળાનો પાર રહેતો નથી. પેટમાં ગુડગુડાટ બંધ પડતોજ નથી, પેટમાં વાયુ રહ્યાજ કરે છે, હાથ પગ વગેરેની રગો ખીંચાયા કરે છે, ચસકા–શૂળ–ચકરી–ભ્રમ તથા અકળામણું વારંવાર પજવે છે, કોઇ કોઇવાર બેભાન અવસ્થા પણ થઇ આવતાં ઘરમાં રસ્તામાં પડી જવાથી લોકો વિચિત્ર વિચારને તાબે થઇ મનમોજ પ્રમાણે મારી ફજેતી લૂંટાવે છે, સ્ત્રી તરફ જોતાં હું બેહદ શરમાઉં છું, જોર કરવાના કામ વખતે તો હું પેહેલેથીજ પોબારા ગણી જાઉં છું, લાકડીના ટેકા વગર મારો નિભાવ થઇ શકતો નથી, એકલા ક્યાંય જવાની મારામાં હોમ્મત રહી નથી, જુવાનીમાં ગઢપણની છાવણીએ ડેરા દીધા છે, ઉંબરો ઓળંઘવો એ તો ડુંગરો ઓળંગવા જેવું, પોળે જવું તે પરદેશ જવા જેવું અને ગોળી ઉચકવી તે ગંજાવર

---

આ બધી ખાનાખરાબીને અચ્છી રીતથી બંધ પાડવા **શુક્રસંજીવની ગુટિકા**, ખાસ મહાત્માના આશિર્વાદ સમાન છે.

શ્વલા ઉચકવા જેવું થઇ પડયું છે. મુંઝવણમાં મણ રહી નથી, મ્હોત મારો કોળીયો કરવા તલપી રહેલું છે, ફક્ત શ્વાસના વહેવા-રથી મારી આશા ઉભી રહેવા પામી છે, કામદેવ તો કૂચ કરી મારી કુશળતાને કોશ કોદાળાથી ખોદી કહાડવા કુશળ રહેલ છે, અફસોસ! હજાર અફસોસ!! બેસુમાર અફસોસ!!! હવે મારે શું કરવું? કયો રસ્તો લેવો અને કેવી રીતે મ્હોતના પંજામાંથી બચવું? અરેરે! કોણ જાણે આ કયા જન્મના પાપ પ્રગટ થઇ આવ્યાં છે! હાય! હાય! મારીજ તરવાર મને મારવા તૈયાર રહી છે! પાળેલો ઝેરી નાગ મનેજ ડસવા આવ્યો છે! મિત્રો હતા તેજ કટ્ટા શત્રુ થઇ જીવ લેવાની યોજના યોજી રહ્યા છે! મહા મહેનતે સંઘરી રાખેલ અમૃતજ અત્યારે કાતેલ ઝેર બની બેઠું છે અને ચોમેરથી આ ફાની દુનિયા છોડી ચાલ્યા જવાના ભણકારા આવ્યા કરે છે! આવો કડવો પોકાર અભણ કરતાં ભણેલા વર્ગમાંથી, ગૃહસ્થીઓ કરતાં સાધુ બ્રહ્મચારીઓમાંથી, જડભરથ, કરતાં સુધરેલા જનોમાંથી ગામડા કરતાં શહેરના લોકોમાંથી, ગામઠી નિશાળો કરતાં સ્કુલો કૉલેજો-બૉર્ડીંગ નાટક કંપનીઓ-તમાશગીરોની મંડળીઓ-ભકતોમાંથી, તેમજ ગુજ-રાતી ભણેલા કરતાં ઇંગ્રેજી ભણેલાઓમાંથી ઘણું કરીને ( આ પોકાર ) વિશેષ આવ્યા કરે છે; એમ માનવાને કેટલાં એક સબળ કારણો હા-જરી આપે છે.

**મહેરબાન! આ કડવી ફરિયાદોને જન્મ મળવાનું મુખ્ય.**

---

હદ ઉપરાંત વિષયવાસનાના શોખથી થયેલી તમામ જાતની ખરાબીઓ મટાડી શરીર સાજું તાજું રાખી નવું જીવન બક્ષનાર શુક્ર સંજીવની અજબ કરામત ભરી દવા છે.

કારણ શું? એમ સર્વના મનમાં સ્હેજથી સ્વાલ ઉત્પન્ન થયા વિના રહે તેમ નથી અને એટલાજ માટે ઉત્તર આપવાની ફરજ પડે છે કે એ માઠા પરિણામવાળા; માઠા સમાચાર અપાવનારાં મુખ્ય કારણો એજ છે કે:—

**હસ્તકર્મ-હાથરસ, અતિ રતિ-વિલાસ, સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન-ગુદમૈથુન અને ધાતુનો સુધારો કરવા તરફ બેદરકારી આજ ખાના ખરાબીના મૂળ રૂપ છે!**

**હાથરસ** અથવા ગુદમૈથુન એ ખરાબ સોબતિઓના સંગથી અતિમૈથુન એ મનને મોકળું મ્હેલવાથી, અને ધાતુનો સુધારો કરવા ભણી બેપરવાહ રાખવાથી, તેમજ જીભ્હાસ્વાદ-કુદરતી કાયદાની અજ્ઞાનતા, તથા મા બાપે કરેલા ગુન્હાની સંતતીએ ભોગવવી પડતી સજા વગેરેને લીધે ધાતુઓમાં બિગાડો-નિર્બળતાના રોગોનો વધારો-જીંદગીપર મ્હોતનો થતો હુમલો-અને નખોદ જવાની આ

---

(સૃષ્ટિના નિયમથી ઉલટી રીતે હાથથી વીર્ય સ્ખલિત કરવું તેને હાથરસ એવું નામ આપવામાં આવ્યું છે. હાથરસને માટે ઈંગ્રેજીમાં માસ્ટરબેશન સૅલ્ફ્ઍબ્યુઝ: સૅલ્ફ પૉલ્યુશન હેલ્થડીસ્ટ્રોઈંગ પ્રેટટીસ: મેન્યુઅલ સૉલીસીટેશન અને ડેથડીલીંગ પ્રૅક્ટીસ એવાં નામો આપવામાં આવે છે.

**આ પુસ્તકમાં: હાથરસ એ શબ્દને ઠેકાણે હવે કુટેવ એ શબ્દ આપવામાં આવશે.**

---

કુટેવથી માણસ નકામું બની જતાં જિંદગી માટે હાથ ધોયા હોય છતાં જો શુક્રસંજીવની ગુટિકાનું સેવન કરવામાં આવે તો બેશક સોંઘી જિંદગી કાયમ રહે છે.

આદી વગેરેને આમંત્રણ થતાં મનુષ્ય-શરીર અંતે પાયમાલીને પાત્ર થાય છે; છતાં એ ત્રણેયને નિર્મૂળ કરવા તરફ કોઇ પૂરતું ધ્યાન દેતાં નથી. એટલુંજ નહિ પણ તમામ વૈદ્યકના ગ્રંથો ધર્મશાસ્ત્રો વૈદ્ય હકીમ-તબીબ-ડોકટરો, ભાષણકર્તાઓ, લેખકો અને કવિઓ વારંવાર શબ્દે શબ્દ ટોકણી કરી ચેતવણી આપી ચાનકદાર બોધ દઇ અને તેથી થતી ખાનાખરાબીઓનું જોઇએ તેવું આબેહુબ વિવેચન કરી દુષ્ટ પરિણામ ખુલ્લાં પાડયાં કરે છે; છતાં પણ—તુમ ચાહે વોહ કહા કરો, નુકશાન બતલાએ કરો, મ્હોતકી ધારતી દિખલાએ કરો, ઔર ફાયદે રજુ કીયે કરો-પર હમકો જીસમે મજાહ માલૂમ હુઈ હય ઉસ્સેં ચાહે તો મર જાએંગે, ખ્વાર હો જાએંગે, નિસંતાન બન બૈઠેંગે, અગર બુરી ગતિમે જા ફસેંગે, તોભી અલગ ન હોવેંગે. બસ અપની લીજતકી આબાદિકે આગે જાનકી બરબાદી હોનાં કુછ બિસાદમેં નહીં હય ! જીસ્કે સાથ મહોબત લગી ઉસ્કી ખાતિર જાનકી કુરબાની વહી સચ્ચી દોસ્તીકી નિશાની હય. મરના તો એક દફે હય, પર જો મજાહ મિલાઈ સોહી સહી હય. મજાહકી મૌજમેં કજાકી દરકાર રહતીહી નહીં. બસ હમ તો જીસ્કે આશક બન બૈઠે હય ઉસીકેહી પીછે જાન કુરબાન કરેંગે-ઇત્યાદિ ઇત્યાદિ કુટેવોવાળા બોલ્યા કરે છે અને આખર પોતાને હાથે જાણીબુઝી દીવો લઇ કુવામાં ઝીંપલાવા સરખો પ્રકાર કરી પ્રાણની આહુતી આપે છે. જો કે તેવા મમતાંધને માટે અન્ય તો અમારો કશો ઇલાજ નથી; તો પણ બુરી

---

કુટેવોને વશ થનારા માણસોએ વ્હોરી લીધેલી ખાનાખરાબીને બંધ પાડવા ખરી હકીકત લખી મોકલતાં મોકલવામાં આવતી શુક્રસંજીવની અસંત. આનંદ આપે છે.

રોપતના લોધ-બુરી ખિસલતોની ખાસિયતમાં ફસાઇ શરીરની અને બુદ્ધિની ખ્વારી કરી રહેલા છે તેવા સમજના ઘરમા આવનારા છતા સદ્બોધ વગર સાન ને જ્ઞાન વિનાના બની બેઠેલાઓને તે દુષ્ટકર્મની કૈફિયત હાનિ તથા લાભ સહિત રજુ કરી દેવી કે જેથી તેઓ કુટેવોથી બચી ફરી તે માર્ગે પોતે અને પોતાના સોબતીઆઓને ન ચડવા દેવા વિચાર લાવે એ ઉંડા હેતુને ધ્યાનમાં રાખી તે વિષય ચર્ચાવિયે છિયે; કેમકે ઉપદેશની અસર ઔરજ છે,

જુવાની ખિલવા અગાઉ અગર જુવાની ખિલવાના સમયમાં કામોદ્દીપન કરનારા ખેલ તમાશા લેખ વગેરેપર લક્ષ દેવાથી, ઉમર લાયક થવા છતાં સ્ત્રી ન મળવાથી અથવા તો યુવાનીએ યુવાનીઆ એકાંતમાં રહેવાથી અને અમર્યાદાનાં ભાષણો-ચિત્રો-કાવ્યો-કહાણીઓ ઉપયોગમાં લેવાથી, **કુટેવથી અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનથી-** ( કરવું કે કરાવવું ) વગેરે :બદ ખિસલતપર સ્વાર થઇ જાય છે; કેમકે .મન વિકારવાળું બનતાં સ્ત્રીનો સમાગમ ન હોય તેથી કામાંધપણાને લીધે બુદ્ધિનો, ભણતરનો અને સંગ્રહ થયેલી શક્તિ (વીર્ય)નો ગેર ઉપયોગ કરે છે, શરીરનું હીર હરે છે, ફાંફા મારતો વિવિધ વ્યાધિયોને વરેછે, અને એનાજ ફંદમાં ફસાઇ આખર કમોતે મરે છે.

આગળ જણાવી ગયા છીએ કે દંપતિનાં સમાગમ શિવાય હાથરસ સૃષ્ટિવિરૂદ્ધ કર્મ વગેરે વગેરેથી વીર્યનો ગેર ઉપયોગ કરવો તેને કુટેવ કહે છે-આ કુટેવ શરૂઆતમાં તો અંધાધુંધી બતાવ-

---

દરેક જાતની ખરાબ ખિસલતો-કુટેવોથી આવેલી નબળાઇ નામર્દી તથા બેઠેલી નિરાશા શુક્રસંજીવનીના સેવનવડે પાછી અજબ નવાજ સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે.

નારીજ જણાવા લાગે છે; કારણ કે વીર્યનો જથ્થો વિશેષ હોવાથી એકદમ ઉઘાડી રીતે અનિષ્ટ પરિણામની માહેતી આપતી નથી. તથાપિ ધીરે ધીરે છુપી રીતે આ કુટેવરૂપી દેહમાં સંતાઇ રહેલો ઝેરી સાપ આખર એવો તો દંશ દે છે કે તે કોઇ ઉપાયથી નિર્વિષપણાનો લાભ આપીજ શકતો નથી, જેથી તે ઝેરના સપાટામાં સપડાતાં અંતે મરણનીજ મુલાકાત લેવાય છે.

આ કુટેવ હળાહળ ઝેર છે. હડકવાના રોગ સમાન છે, મેલડીના ચેપ જેવો છે, કૌવચની રૂવાંટીના સ્પર્શ બરોબર છે, અને વિકરાળ મહાકાળીના મુખવત માનવને ગ્રસનારજ છે.

આ કુટેવ વધી પડતાં સો ટીપાં લોહીથી એક ટીપું વીર્ય બનનાર તેવું મહા મોંઘું અને જીવન-બળદાતા વીર્ય છે તેને અવળો રસ્તો આપી શરીરની ખ્વારી કરાય છે અને એથી એક વખતની કુટેવની ક્રીયાથી વીસ વારના સ્ત્રી સમાગમ જેટલું વીર્ય બરબાદ થઇ વીસગણી પાયમાલીની પધરામણીને વધાવી લેવાય છે.

આ કુટેવના વિશેષ મહાવરાથી વીર્ય નામનો ધાતુ બગડતાં મજ્જા-માંસ-હાડ-લોહી-રસ એ ધાતુઓ પણ બગડવા લાગે છે, તન્દુરસ્તી દૂર ભાગે છે, અનેક રોગો જાગે છે, અને એથી છેવટ મ્હોતને માગે છે.

આ કુટેવ એકાંત વાસમાં લેવાય છે; પણ એની મેળેજ તે કુટેવનાં દુષ્ટ ચિન્હો ખુલ્લા મેદાનમાં આવી જતાં તેનું આખું શરીર

---

લેવાય છે, હાથ, પગ, પીઠ, કમર અને કોઇ કોઇ વખત આખા શરીરમાં કળતર થાય છે, દસ્તનું રોકાણ થાય છે, પેસાબ વા દસ્તની અંદર પીડા થાય છે, નાડી ક્ષીણ થઇ જાય છે, લોહી ફરવાની ગતિમાં મંદતા વધી પડે છે, મગજના જ્ઞાનતંતુઓને જોઇએ તેટલું લોહી ન મળવાથી દિમાગમાં અનેક રોગોને આસરો મળે છે, દુનિયાંપર અણગમો ઉત્પન્ન થાય છે, સુસ્તીનો સમુદ્ર છોળતો જ રહે છે. ચિંતા, ભય, શોક, ચીડીયાપણું, વ્હેમ વધી પડે છે, હૃદયના ધબકારા વધે છે, યાદશક્તિ કમી થાય છે, મગજ ભમી જાય છે, કવચિત્ દીવાનાપણું પણ થઇ આવે છે, એકાદો હૃદય સંબંધી રોગ પણ પેદા થાય છે, થોડી મહેનત કર્યા છતાં ભારે થાક ભારે શ્વાસ અને ભારે દબાણ થવા જેવી સ્થિતિ થઈ પડે છે, એદીનો સરદાર બની બેસે છે. શરીર દુર્બળ, બ્હીઆમણું, શક્તિ રહીત થવાથી સંસાર વ્યવહારમાં નિરૂપયોગી બને છે; એથી આત્મહત્યા કરવાનું પણ મન થઇ આવે છે, મનનો જુસ્સો બળવાન હોવા છતાં શરીર અશક્ત હોવાને લીધે જરૂર પડતાં જ્યાયે નિરાશા ભેટે છે ત્યારે શરમનો પાર રહેતો નથી.

આ કુટેવથી ક્ષયનો રોગ પણ લાગુ પડે છે, ગડગુંબડ, ભગંદર, અર્શ લોહીવિકાર, ચાંદી, ખસ, લુખસ, ખુજલી, માથાનો તપારો અને દિમાગને નુકશાન પહોંચવું વગેરે રોગો થઇ આવે છે હાડમાં તાવ સદા થોડો થોડો રહ્યા કરે છે, જેથી તે હાડ કચરીયાના નામથી હાડ કચરાઇ શિથિલ બની જાય છે.

---

**આ કુટેવથી** જઠરાશય–હોજરી કમજોર થવાને લીધે લીધેલો ખોરાક બરોબર હજમ કરી શકવામાં પછાત પડે છે, જેથી બદહજમીનાં દર્દો જેવાં કે અજીર્ણ, અતિસાર, સંગ્રહણી, કૉલેરા, ઉલ્ટી, નિદ્રાનાશ, આળપંપાળનું આવવું, આફરો, આંતરડાંમાં થતો ગુડગુડાટ, પવનનું ન છુટવું, છાતી તથા પેઢુનું ભારે રહેવું, પેશાબનું વારંવાર ઉતરવું, છાતીમાં બળતરા થવી, ખાટા ધુમાડાવાળા બદબુસહિત ઓડકાર આવવા, બહુજ ખરાબ વાસ મારતો વા સંચરવો, મનનું ભ્રમિત થવું, ફેર આવવા–વગેરે વગેરે થાય છે, સોજા ચડી આવે છે, મ્હોંમાં બેસ્વાદ રહ્યા કરે છે, દસ્ત નિયમિત રીતે આવતો નથી; ખાંસી સતાવ્યા કરે છે, ઝાડાના રંગમાં વારંવાર ફેરફાર થાય છે, આંકડી આવે છે, ભભડાટ થાય છે, દસ્તની હાજત થયાંજ કરે છે, કફ પડે છે, પરૂ પણ પડે છે, અને પાંન્ડુ કે કમળો થઇ આવે છે.

**આ કુટેવથી** આંખે લીલાં પીળાં દેખાય છે, આંખ્યોનું તેજ કમી થાય છે. આંખ્યો ધોળી પડી ઉંડી પેસી જાય છે, માથામાં બળતરા ને આંખ્યોમાં વેદના થાય છે તથા સુસ્તીનું જોર વધી પડતાં આંખ પણ ઉંચી ન કરી શકાય તેટલું નબળાપણું બહાર આવે છે.

**આ કુટેવથી** મુર્છા, વાઇ, ફેર, અને ગ્લાની થઈ આવે છે, પાચનક્રિયાની અછતને લીધે અન્ન વગેરેના તરફ અરૂચિ થઈ આવે છે, ગાલની, હોઠની અને આંખની લાલી દરિયાપાર ચાલી જાય છે, દાંતના પેઢાં ધોળાં દાંત ઢીલા, ખેરીવાળા બની જાય છે, કાનમાં

---

**હોજરીની નબળાઇ દૂર કરી પાચનશક્તિને પૂર્ણ રીતે વધારવી એ કામમાં તો શુક્રસંજીવની પહેલે નંબરે કામ બજાવે છે.**

અવાજ થયાં કરે છે, અંગોમાં ત્રોડ થાય છે, બેચેનીનો બેહદ વ-ધારો થાય છે. સાંધા ચરબી વગરના બની જતાં ઉઠતાં બેસતાં તેમાં કંટાળો ઉપજાવનારો કચડાટ થતો સંભળાય છે, ઝાડા અને મૂત્રની અંદર ધોળો પદાર્થ જતો જણાય છે, તથા દિન પરદિન નુર ઉતરતું જાય છે.

**આ કુટેવથી** દોષો વિકાર પામતાં પરમિયો, ચાંદી, બદ, વિસ્ફોટક, સંધીવા, અંતર્ગળ, મૂત્રકૃચ્છ, બરોળ, કાળજાના વ્યાધી, આંચકી, શૂન્યતા અને યાદશક્તિનો નાશ વગેરે વગેરે રોગોને જન્મ મળે છે.

આ કુટેવ એકલા પુરૂષનેજ હોય છે તેમ નથી; પરંતુ ક્વચિત્ સ્ત્રીઓને પણ હોય છે અને તેથી સ્ત્રીઓને પ્રદર, સોમરોગ, ફિકાશ નિર્બળતા, નિંદ્રાનાશ, નસોનું ઢીલાપણું, મગજની બેચેની અરૂચિ, કબજીઅત વગેરે વગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે.

**આ કુટેવથી** પથરીની બીમારી પણ થઈ આવે છે, તેમજ પક્ષઘાત, ઉન્માદ, ઘેલછા, શોષ, રાજ્યક્ષ્મા અને કંપવા વગેરે પણ રોગો દર્શન દે છે.

**આ કુટેવથી** શાંતપણું, શરીરસૌંદર્યતા, લાવણ્યતા. ચપળતા અને સૌજન્યતા આદિ સદ્દગુણો અને સ્વરૂપ નાશ પામી જાય છે.

આ કુટેવ એવો તો બુરો રોગ છે કે પોતાના હાથથી જ પોતાનું મોત માગનાર, પોતાના હાથે પોતાનું સત્યાનાશ વાળનાર, પોતાના ઉપાસકનું કાટલું કહાડનાર, કાયર, એદી આળસુ રોગી બેડોળ

---

બનાવનાર, પોતાના હાથે જ પોતાના પગપર કોવાડો મારનાર અને ઉભય જન્મ ભ્રષ્ટ કરનાર છે.

**આ કુટેવથી** નજલો ઝામરવા મોતિયો દ્દષ્ટિવિકાર આદિ રોગોને પણ પેદા થવાની જગ્યા મળે છે.

**આ કુટેવથી** પેટમાં ચૂંક, દાંતમાં સડો, વાળોનું ખરી પડવું, અગર ભૂંખરા થઈ જવાપણું, ખાલી ચડવી, બહેરાશ, સુગંધીની પરીક્ષા ન પડવી, અવાજ બદલાઈ જવો, કેડમાંથી વળી જવું, ગુહ્યેન્દ્રિનું પાતળી પડી સંકોચાઇ જવું, અને તાંણુ આવવી વગેરે વગેરે દર્દો પણ હાજરી આપે છે.

**આ કુટેવથી** સ્ત્રીઓને નિયમ વગર અટકાવ આવવો તેમાં હદબાર પીડા થવી, આંબોઇ ખસવી, ધાતુનું વહેવું, વાંઝણીમાં ગણાવું, અને કામવૃત્તિ સતેજ રહેવાથી કુળમર્યાદા ત્યજી ખરાબ રસ્તે દોરાવવા સુદ્ધાંનું બુરૂં પગલું ભરવાનો વખત હાથ લાગે છે.

આ કુટેવના લીધે શરૂઆતના આનંદમાં તો ઇંદ્રાસન ડોલતું માલૂમ પડે છે; પણ પાછળથી એક પછી એક બીમારી હાજરી આપવાથી જ્યારે અંતે યમરાજની કાળોતરી આવવાનો વખત આવી લાગે છે ત્યારે તેને પારવગરનો પસ્તાવો આવે છે; પરંતુ પછી તે ટેવ છુટી શકતી નથી. ઘણા વૈદ્ય હકીમ ડોક્ટરો તે કુટેવ છોડાવવા યત્ન કરે; પણ ધાતુની બરબાદિ થવાને લીધે મનોબળ નિર્બળ થતાં તે કુટેવ છોડવા ધારે; પણ છુટી શકતી નથી. મતલબ કે પ્રાણુસ

---

પડેલી હોય છે જેથી તે કુટેવને મ્હોત શિવાય કોઇ મુકાવીશકતું નથી.

આ કુટેવથી દમ્પતિ સમાગમ કરતાં વધારે વીર્યની બરબાદી થાય છે, કારણ કે દંપતિ સમાગમમાં કાર્ય યોગ્ય વીર્ય ક્ષુપા ભાગમાં પડી પાછું પોતાના સ્થાન તરફ ઢળે છે, જેથી વધારે ખરાબી થતી નથી; પરંતુ આ કુટેવ અભ્યંતર આકર્ષણ રહિત હોવાથી સ્ખલિત થતાં વીર્યનો બચેલો ભાગ પાછો પોતાના સ્થાન ભણી વળી શકતો નથી. એથી દંપતી—સમાગમ કરતાં આ કુટેવથી થતા વીર્યપાતથી વધારે વીર્યક્ષય થવાના સબબે પરિણામ બહુજ માઠું આવે છે.

આ કુટેવવાળો દર્દી દવા કરાવા જાય છે ત્યારે આડીઅવળી વાતો જણાવી શરમને લીધે પોતાનું ખરૂં દર્દ છુપાવે છે, જેથી દુઃખે પેટ અને આંખમાં દવા અંજાવે એવું થાય છે, અને એવું થાયએથી દર્દી તેમજ દવા કરનાર બન્ને આખર કશું ફળ મેળવી શકતા નથી.

આ કુટેવની અસર પોત પોતાની પ્રકૃતિપર આધાર રાખતી હોવાથી કેટલાકને વર્ષોના વર્ષો લગી લાગટ આ કુટેવ રાખવા છતાં વધારે ખરાબી થતી નથી, "કેટલાંકને બેચાર છ માસ લગી એ કુટેવથી ઘણી જ હાની પહોંચે છે, અને કેટલાંકને ફક્ત બેચારવારએ કુટેવ કરવાથીજ તદ્દન નાલાયક થઇ પડવા જેવું ભયંકર પરિણામ હાથ લાગે છે. એટલે કે જેઓના સ્નાયુઓ વધારે અશક્ત હોય તેઓનાપર જલ્દી અને જબરો હુમલો થાય છે, અને થોડાક ગેરવ્યાજબી માર્ગે દોરાતાં આખી જીંદગીને માટે નકામો થઈ પડે છે.

---

તાજુબિ યોગ્ય તિલ્લો આ નામની દવા નરમ પડેલી ગુપ્ત ભાગની નસો ઉપર માલેસ કરતાં તાજુબી ભરી તાકત આપે છે.

આ કુટેવમાં અતિ લીન થવાથી તે માત્ર એક વખતના દંપાત સમાગમથી બેહોસ થાય છે અથવા તો બે ચાર કલાકમાં મરણને શરણ થાય છે.

**આ કુટેવ કરનારને ઓળખવાની રીતિ**—જે આ કુટેવ કરતો હોય તેનું શરીર પીળું કે ફીકું પડી જાય છે, દુર્બળ હાડ-પિંજરવત બની રહે છે, બેડોળ દેખાય છે, આંખોમાં કુવા પડી જાય છે, આંખોની કીકી ફેલાએલી જણાય છે, તે વધારે વખત ઉભો રહી શકતો નથી ને કોઇની સ્હામે એક ટકથી જોઇ શકતો નથી, તે શરમાઇ જાય છે, એકાંતમાં સારૂં લાગે તેવા સ્વભાવનો જણાય છે, ભુલકણી પ્રકૃતિનો બની જાય છે, કેડમાંથી વળી ગએલ ખુખુ કરતો આળસુ, બુદ્ધિહીન. અંગ રહીજવાના રોગથી પીડાતો, મંદાગ્નિનો હમેશાં પોકાર કરનારો યુવાની છતાં બુઢા જેવો, વિષયવાસનામાં હડકાયો, થોડા કામમાં કંટાળો ખાનારો, દમીયલ, ભ્રમિત ચિત્તવાળો અને પોતાના હાથથી પોતે પગ ચાંપનારો હોય છે. ટુંકામાં કહીયે તો તે શરીરની મનની વચનની અને આત્માની નિર્બળતાવાળો હોઇ આમાશય, સંધીવા, અંધારાં આવવાં, છાતીના રોગ, વાત કરતાંજ વીર્યપતન થવું અને નાકે સલ ઘાલવાવાળો તથા ચૈતન્ય રહિત ઇત્યાદિ રોગો યુક્ત હોય છે.

સો લોહીનાં ટીપાંથી એક ટીપું વીર્યનું બને છે, અને એવું મહા મુસ્કેલીથી જીવનદોરી રૂપ બનેલું વીર્ય કમ માંકમ ૮ તોલા હંમેસાં સિલકમાં રહેવું જ જોઇએ. જો તે સિલકમાંથી ઓછાશ થાય તો

---

તે માણસ રોગને ભોગ થઈ પડી આખર મરણની મુલાકાત લે છે. જે વીર્યનું સારી પેઠે રક્ષણ કરે છે તે પોતાની લાંબી જીંદગી ભોગવવાનો નિશ્ચયપૂર્વક કૉલ કરે છે અને જે વીર્ય સંરક્ષણ માટે બિલકુલ બેદરકાર રહે છે તે મરણનેજ અવશ્ય કૉલ આપે છે.

આ કુટેવ એ કુદરતી વીર્ય સ્ખલિત થવાના કાયદાથી વિરૂદ્ધ કાયદો અંગીકાર કરતાં પાયમાલીનેજ વાયદો કરાય છે. જે આનંદ દમ્પતિ સમાગમથી મળે છે તે આનંદથી આ કુટેવનો બનાવટી આનંદ ચિત્તને વધારે પ્રસન્નતા આપી શકતો નથી, જે દમ્પતિ સાથેના રતિવિલાસમાં શાહુકારી પુર્વક સંતોષ છે તેવો કુટેવનો વિલાસ ચોરીઆ સાટાનો, કંટાળા, ભય, લજ્જાપૂર્વક છે, મર્યાદાસહિત કરેલો દમ્પતિ સમાગમ શરીરમાં ફુરતી, આનંદ, સુખ, આરોગ્યતા, સંતતી અને સૌભાગ્યતા આપે છે. તેથી વિપરીત પરિણામવાળો હસ્તદોષ છે; માટે જેમ બને તેમ તેને બંધ પાડવોજ યોગ્ય છે.

**ઉપર જણાવી ગએલી હાયરસની** કુટેવ **સિવાય પણ બિજી** કુટેવ **છે તે એજ કે સૃષ્ટિકર્મ વિરૂદ્ધ મૈથુન—**

આ કુટેવથી પણ હાથરસના જેટલીજ પાયમાલી થાય છે. માટે તેનો પણ ત્યાગ કરવો, આ પ્રમાણે દુષ્ટ વર્ત્તનવડે વિશ્વનાં માનવો માનવપણું મૂકી દાનવપણું આદરી સૃષ્ટિનો અંત આણી રહેલ છે; તથા શરીરની, ધનની અને જીવનની ખરાબી કરનારા પણ તેજ છે.

---

અતિ રતિવિલાસ—એ રંગમાં રંભાઇ, આવરદા, આરોગ્યતા આનંદનું સ્થાયિપણું અને જીવન–સાફલ્યતા સાથ ધર્મસાધને ગુમાવી જન્મને અલેખે કરી રહેલ છે; તેઓ ખચિત સૃષ્ટિની સંખ્યાનો હિસાબ ભમાડવાજ અવતરેલા છે એમ માનવાને ઘણાં કારણો મળે છે.

મનુષ્યમર્યાદા કરતાં વિષયવાસના વધારે પ્રબળ રાખવી એ બહુજ નુકશાનકર્તા છે. દરેક ચીજ હદમાં હોય ત્યાં લગીજ તે સુખાકારી, આનંદ આપનારી, જીવનબળ વધારનારી અને ધારેલી ધારણા પાર પાડનારી બનાય છે, ઘી, દુધ સાકર, જીવન–બળ વધારનારી દવા અને મેવાઓ વગેરે પણ જો હદથી વધારે ખાવામાં આવે તો તેઓ પણ લાભ આપવાને બદલે હાની હાજર કરે છે; માટેજ **अति सर्वत्र वर्जयेत** સઘળું હદથી ઉપરાંત કરવું છોડી દેવું એજ પરમ હિતકારી છે.

શરીરમાં કીમતીમાં કીમતી ચીજ વીર્ય છે. સો લોહીનાં ટીપાંની અંદરથી અલગ અલગ પરિણામો થવા લાગતાં અંતે એક ટીપું વીર્ય બને છે. એ વીર્યથી અમુલ્ય પુત્રરત્ન પાકે છે એવા અમૂલ્ય વીર્યનો વિના કારણે કે મૂર્ખતાથી વિનાશ કરવો એ ખરેખર મોટી મૂર્ખાઇ છે. ફક્ત સ્ખલિત થવાના સમય બે સેકન્ડના આનંદ માટે શરીરના રાજાનો નાશ કરવો એ સમજુ મનુષ્યનું કર્તવ્ય નથી.

---

દુરસ્ત્રખાજી હદ ઉપરાંત કરવાથી ઘણુંજ નુકશાન થાય છે; તો પણ તેવી વખતે જો "શુક્રસંજીવની" "પુષ્ટિપ્રદાયક ચૂર્ણ" અને "કામેશ્વર રસ" ની મદદ લેવામાં આવે તો થતી અગર થયેલી નુકશાનીને અટકાવી દે છે.

વીર્યરૂપ રાજાની અછતથી કે ગેરહાજરીથી જેમ રાજા વગર પ્રજાની પાયમાલી થાય છે તેમ શરીરના તમામ અવયવો ધાતુઓ અને તેમની સકળ ક્રિયાઓની પાયમાલી થઇ અંતે દેહનો અંત આવે છે.

સ્ત્રી—સમાગમ આનંદને માટેજ નહીં, પણ સુંદર સુગુણવાળી પુત્રની પ્રાપ્તિ માટે કરવો એજ લાભદાયક છે.

**હદથી વધારે વિષયવાસના રાખવી** એટલે કે દરરોજ અને તે પણ એક બે ત્રણ વખત તેનો આનંદ લેવો એ તદ્દન મ્હોતનીજ નિશાની છે, અથવા તો બંધેજની દવાની મદદથી પુરૂષાતન બતાવવું એ પણ જીવનને બંધ પાડી મ્હોતનો દરવાજો ખુલ્લો કરવા જેવુંજ કામ છે.

નામાંકિત નર પેદા કરવાની ઇચ્છાવાળાએ વર્ષમાં એકજ વખત અને તેથી ઉતરતા નર માટે છ માસમાં એક વખત અને એથી પણ કનીષ્ટ ગુણવાળા પુત્રની ઇચ્છાવાળાએ ત્રણ મહીને પંદર દહાડે અને છેવટ આઠ દિવસે સ્ત્રી-સમાગમ કરવો; પણ જો એથી ઓછા દિવસે કે દરરોજ સમાગમ કરવાની ઇચ્છા રહે તો તે ઇચ્છાવાળા માણસે મોતનેજ તેડું કર્યું સમજવું. અને તે તેડાથી ક્યારે દેહાંત આવી પોતાના ઉપાસકને ઓં સ્વાહા કરી જશે તેનો વિચાર વ્હાલા વાંચનારજ કરી લેશો.

**અતિ વિષય વાસનાથી** સ્ત્રી કરતાં પુરૂષને વધારે હાનિ પહોંચવાને લીધે અમુલ્ય જીંદગીનો તાકીદેજ અંત આવે છે. અતિ વિષય-શોખીનને લાંબી જીંદગી ભોગવતો ક્યાંય જોયો નથી; કેમકે

---

રૂપાળી ગુણવાળી અને શક્તિવાળી પ્રજા પેદા કરી સંસારસુખ મેળવવું હોય તો શુક્રસંજીવની ગુટિકાનું સેવન કરો.

ક્ષય આદિ જીવલેણ રોગ તેની પાછળ લાગ્યાજ રહે છે, એથી આખર લાચારી સાથ આ દુનિયાં છોડી પેલી દુનિયાની મુલાકાત લેવીજ પડે છે.

**અતિ વિષય વાસનાને લીધે** શરીરના સ્નાયુ નિર્મળ–ઢીલા થઇ જાય છે, દ્રષ્ટિની મંદતા, પ્રમેહ, સ્વપ્નદોષ, તુરત વીર્ય સ્ખલિત થવું. બરડામાં પીડા, દમ, મગજની શૂન્યતા, કાળજામાં દર્દ, જબરા જુસ્સાવાળું અજીર્ણ, દુર્બળતા, ધાસ્તી, વાંઝીયાપણું, નબળા બાંધાની સંતતીનું થવું, અથવા ટુંકી આવરદાવાળી ઓલાદ થવી, ધાતુનું પાણી સમાન પાતળું થઇ જવું, બેડોળતા, ચ્હેરા ઉપર ફિક્કાસ, આંખ્યોમાં ધોળાશ, પ્રત્યેક કામમાં નિરૂત્સાહ, વાત કરવામાં કંટાળો, નિરંતર માથાનો દુખાવો, નજલો, સળેખમ, મૂત્રાશય, આમાશય હોજરી, ગુર્દા, દિલ, છાતીના દર્દો અને યાદશક્તિનું કમી થવું વગેરે વગેરે થઇ આવે છે, એથી છેવટ સ્મશાનમાં સાડા ત્રણ હાથ જગા પોતાની પથારી માટે કાયમ કરી લેવાય છે.

> કુદરત કેરા કાયદા, તોડે જો જન તોજ,
> સુખભર આ સંસારની રતી ન માણે મોજ.

જ્યારે આવકનો રસ્તો એક પણ ન હોય અને જાવકના રસ્તા ખુલ્લા હોય છે ત્યારે વાંચનાર! આપજ વિચાર કરો કે આખર દેવાળુંજ કહાડવાનો વખત આવે કે નહીં ?

---

**માણસને મોટામાં મોટી બીમારી અશક્તિજ છે અને તેને લીધે અનેક ચિંતાઓ, નુકશાનીઓ પેદા થયા કરે છે, પરંતુ એ સર્વ શુક્રસંજીવનીના સેવનથી નાબુદ થાય છે એ નિઃસંદેહ છે!**

હમેશાં પુરૂષના વીર્યકોષમાં ૮ તોલા વીર્ય સિલક ખાતે હોય છે અને જે કાંઇ ખાવા પીવામાં આવે તેનું ક્રમે કરી બનતું વીર્ય ૨૮ દિવસે તૈયાર થાય છે, અને અહીં તો દરરોજ અથવા દિવસ રાતમાં બેચાર વખત પોતાના બળથી, દવાના જોરથી કે નિસ્સાની મદદથી બરબાદ કર્યા કરે છે, તો પછી તે સિલકમાંથીજ વીર્ય ઓછું થતું જાય અને સિલક ખુટે કે તરત આવરદા પણ ખુટે એ પણ બનવા યોગ્યજ છે.

**અતિ વિષય વાસનાથી** સ્ત્રીને પણ સંતાન થતાં નથી, જેમ ખેતરને વારંવાર ખેડવામાં આવે અને પાક પકવવામાં આવે તો તેમાં મનમાનતા ખાતરની કાળજી રાખવી પડે છે, ખાતર ભર્યા વિના જમીન કસ આપી શકતીજ નથી; પણ જો જમીન વાવેતર વગર વર્ષ દિવસ કે છ માસ પડતર રહેલી હોય તો તેમાં ખાતર ભરવાની જરૂર રહેતી નથી; કેમકે તે કસદાર જમીન હોય છે. શેલડીનું વાવેતર જમીનનો કસ ચૂસી લે છે એથી તે ખેતર એક વર્ષ લગી પડતર રાખવામાં આવે છે તોજ તેમાં પાછું વાવેતર કરવાથી સારો પાક ઉતરી શકે છે; પણ જો ઉપરા સાપરી તેવી ચુસાઇ ગએલા કસવાળી જમીનમાં વાવેતર કરી પાકનો લાભ મેળવવાની આશા રાખે તો તે મહેનત ફોકટ જાય છે, પસ્તાય છે અને આખરે હાંશી થાય છે, તેમ ગર્ભાશયને માટે પણ સમજવું.

જે વરવહુ બ્રહ્મચર્ય પાળે છે એટલે કે ૨૫ વર્ષ લગી પુરૂષ

---

દઢ પ્રતિજ્ઞા લઇ કહિયે છિયે કે પૂરેપૂરા નિયમ સાથ શુક્રસંજીવની યોગ્ય પ્રમાણમાં સેવન કરવાથી આવશ્ય ધારેલી ધારણા પાર પડે છે.

અને ૧૬ વર્ષ લગી સ્ત્રી આઠે પ્રકાર સહિત બ્રહ્મચર્ય પાલન કરે છે અને તે પછી પણ પંદર દિવસે મહીને કે તેથી પણ વધારે મુદત લગી વિષય-વાસનાને આધીન થતાં નથી તે બ્રહ્મચર્યવંત ગણાય છે.

બ્રહ્મચર્યના આઠ પ્રકાર એ છે કે—સ્ત્રી પુરૂષના અને પુરૂષ સ્ત્રીના ગુણોનું લાગણી પૂર્વક વખાણ ન કરે, સ્ત્રી પુરૂષ સાથે અને પુરૂષ સ્ત્રી સાથે રમ્મત ગમ્મત ન કરે. ૩ સ્ત્રી પુરૂષને અને પુરૂષ સ્ત્રીને વિકારી દ્રષ્ટિથી ન નિહાળે. ૪ સ્ત્રી પુરૂષની સાથે અને પુરૂષ સ્ત્રીની સાથે એકાંતમાં બેસી હસી છુટ મેળવી વાતચીત ન કરે; કેમકે એકાંત એજ કામદેવની ઉત્પત્તિ કરનાર ખરો બાપ છે. ૫ સ્ત્રી પુરૂષસમાગમનો અને પુરૂષ સ્ત્રીસમાગમનો વિકારી સંકલ્પ ન કરે. ૬ સ્ત્રી પુરૂષને અને પુરૂષ સ્ત્રીને મળવાનો નિશ્ચય વાયદો ન કરે. ૭ અને સ્ત્રી પુરૂષ-શરીરનો અને પુરૂષ સ્ત્રી-શરીરનો સ્પર્શ ન કરે. ૮

વાવેતર વખતે કાચો પાતળો જૂનો સડેલો ડંખેલો કે પોચો દાણો જેમ વાવવાના કામમાં ઉપયોગી ગણાતો નથી તેમ વીર્ય માટે પણ સમજવું.

હાલમાં ટુંકા કદની, ટુંકી આવરદાની, ટુંકા ભાગ્યની, ટુંકી અક્કલની, ટુંકા પુરૂષાર્થની, બાયલી અને બેડોળ પ્રજા પાકે તેનું કારણ મુખ્યત્વે એજ છે કે નાનપણમાં લગ્ન થાય છે.

વાંચનાર! જે શબ્દજ કહે છે કે બાળલગ્ન એટલે કે એવા

---

શુક્રસંજીવની ગુટિકામાં કાંઇ પણ પરેજ નથી; છતાં ઉપર બતાવ્યા મુજબ બ્રહ્મચર્ય પાળતા સાથ ઉપયોગ કરવામાં આવે તો ધારવા કરતાં વધારે ફાયદો મળે છે.

લક્ષ્મને બાળ, દેવતા મહેલ; કેમકે એવા લગ્નોથી પરણનારને કશો ખરો લ્હાવ મળતો નથી, અને એવા લગ્નથી ખર્ચેલા પૈસા, ધારેલું ભવિષ્ય-સુખ, અને સંતાનોની આરોગ્યતા સાથની આશાઓ એ સર્વ આખર ધૂળમાં મળવાનો વખત દેખીતી રીતે કે છુપી રીતે પણ નજર અગાડી રમ્યાજ કરે છે; છતાં હજુ કોઇની ધ્યાનમાં આવતું નથી એ ખરેખર અજાયબી જેવો પ્રકાર છે.

ન્હાનપણમાં વેવિશાળ થવું એમાં આબરૂ વધી માને છે; પણ તે વધવા સાથે વરકન્યાની આવરદા, ગુણ, રૂપ, વિદ્યા અને ઉત્સાહ વગેરે ઘટવાનું શરૂ થઇ છેવટ આમ ઓલાદની ખરાબીનો માર્ગ ખુલ્લો થાય છે. તો ઉંડો વિચાર કરવાની જરૂર છે કે બાયલી બેડોળ, અલ્પ આયુવંત, અને અનાચારવંત પ્રજા પાકવાથી આબરૂ વધવાનો વખત આવે છે કે ઘટવાનો ? !

આબરૂ તો સારી નામીચી પ્રજા પાકવાથીજ વધે છે અને તેવી બળ-રૂપ-બુદ્ધિશાળી પ્રજા, ઉપર કહ્યા મુજબ બ્રહ્મચર્ય પાળી વીર્યને પાકું તથા ઘટ્ટ બનાવાથીજ પાકે છે.

પ્રિય પાઠકવર્ગ! જૂના જમાનામાં પચીશ વર્ષ લગી બદ્ધ વિર્ય રહી બળ મેળવી બહાદુર નિવડવાના રંગમાં હિંદવાનો હાજર રહેતા હતા; પણ હવે તો જે જે પરદેશ અંદર ઢીંગલા ઢીંગલીનાં

---

ધાતુ-બિગાડ રૂપી ચોર સર્વસઃ જીવનધન લુટનારો છે, છતાં કોઇ તેની તરફ ચાંપતા ઇલાજ આદરતાં નથી એ શું ઓછા અફસોષની વાત છે ! !

પરણેલર થઇ પડયાં છે તે તે પ્રદેશમાં બહાદુરને બદલે બાયલા બનતા માલમ પડે છે.

પંજાબ, મારવાડ, મેવાડ, બુંદેલખંડ વગેરે વગેરે પ્રદેશ અંદર જે જે જ્ઞાતિઓ વિષે ન્હાનપણમાં પરણવાનો રિવાજ નથી અગર કાચી ઉમરમાં દીકરીને સાસરે વળાવવાનો રિવાજ નથી તે તે જ્ઞાતિઓ વિષે જોવાથી માલમ પડશે કે સ્ત્રી પુરૂષો કેવાં ખુબસુરત તાકતદાર અને બળવાન તથા મજબુત બાંધાના નિવડે છે! એ બધો પ્રતાપ વીર્યને જાળવવાનોજ છે.

વિચાર કરવો જોઇએ કે—વીર્ય જાળવવામાં આટલા ફાયદા સમાયલા છે તો પછી તેને જાળવવા માટે બેદરકાર રહેવું એ કેટલી બધી અને કેવી ગંભીર ભૂલ છે. જેમાં દેખીતો અપાર નફો છે છતાં તે નફા તરફ જરા પણ ધ્યાન દેવામાં ન આવે એ ખચિત ઘણીજ શોચવા જેવી વાત છે.

યુરોપ અમેરીકા આદિમાં દિન પ્રતિદિન સુધારો થતો હોવાથી તેઓ ચડતીના શિખરે વિરાજ્યા છે; માટે આપણે પણ તેવો સુધારો થવા માટે પ્રથમ બાળલગ્ન સહુથી વિર્યના નાશનું મોટું નાકું છે. તે બંધ પાડવાની કોશીશ કરવી જોઇએ. તે બંધ કરવાથી કશું નુકશાન નથી; પણ અનંત ફાયદા છે.

વાંચકો! હજુ કંઇ વહી ગયું નથી, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું

---

જ્યાં સુધી ધાતુ–બિગાડ ન થાય ત્યાં સુધી એકે રોગ નજરે પડવા પામતોજ નથી, પણ ધાતુ–બિગાડ થયો કે રોગ સહિત મરણની છાવણી ખડી થાય છે.

એ પણ ઉત્તમ છે. જે જે દેહની અને દેશની ખાનાખરાબીનાં કારણો માલમ પડે તે તે કારણોને થોડે થોડે બંધ પાડવાં કે જેથી થોડો વખત વીતતાં પાછો સુધારો થઇ આવશે એમાં જરા શક નથી.

નાનપણમાં પરણવાથી અથવા કાચા વીર્યને બરબાદ કરવાથી શું શું ભયંકર નુકશાન થાય છે તેની માહેતી મળવાની ખાતર એક એક ખાના ખરાબી કુટેવો તેમજ અતિ રતિસંગ ખરાબ સોબતો અને દુર્વ્યસનો વિગેરેનો વિગતવાર અહેવાલ રજુ કરેલો છે, તે વાંચી વિચારી ધ્યાનમાં લઇ પોતાની તથા બીજાઓની કેટલી ખરાબી થાય છે તેનો ખ્યાલ કરી તે તે બાબતોનો સુધારો કરશો કે જેથી મારા જેવાઓની બધી મહેનત સફળ થાય!

ન્હાનપણમાં પરણવાથી સંતાનનાં માબાપો લ્હાવો લેવાયો સમજે છે; પરંતુ તેઓની જીંદગીને જોખમમાં ઝોંકવી દેવાનો માર્ગ ખુલ્લો કરે છે તેની તેમને ગમ અગર કશી દરકાર છે જ નહીં.

તે વરકન્યા બાળલગ્ન થવાથી ભણવામાં શરમાય છે, કંટાળે છે, અને વિષયવાસનાને ઉત્તેજન મળે તેવા વિચારવાળાં કથનો આસપાસનાં છોકરાં અને સગાંવ્હાલાં કે આડોસી પાડોસી મારફત સાંભળી સાંભળી છેવટ સ્વભાવિક રીતે મન વિકારને વશ થાય છે અને મનમાં વિકાર થવાથી તેનો વિકાર તનને લાગુ પડે છે એટલે પછી પેદા થતી જુવાનીમાં ઝેરનો સમાગમ થઇ રહે છે અને તેમ થતાં

---

બાલ્યા; યુવા, અને વૃદ્ધા વસ્થા એમ ત્રણે સ્થિતિમાં શુક્રસંજીવની સચોટ અસર કરતાપણા માટે પુરવાર થઇ છે.

પછી ભણવું હુન્નર મેળવવો વગેરે આટોપી મૉજ શૉખમાં વિચરવા રસીક બને છે.

કાચી ઉમરમાં વિષયની લીનતાને લીધે શરીરના અવયવો ખીલવવાને બદલે કરમાવા માંડે છે, વીર્ય આદિ ધાતુઓ દોષને પાત્ર થતાં વિકારવંત–નિર્બળ થઇ રફતે રફતે નકામા થઇ મરણુની મુલાકાત લેવડાવવાનો વખત હાજર કરે છે. માટેજ પાકી ઉમર થયા પછીજ વિષય વાસનાને તાબે થવાય તો એમાંથી એકે હરકત નડતી નથી અને પસ્તાવો થવાનો સમય સાંપડતોજ નથી.

**ધાતુ બગડવાનાં બીજાં કયા કયા કારણો છે !** નઠારી લત અગર નઠારા વિચારવાળાં છોકરાઓની સોબતથી કુમળા મનમાં નબળાં સંસ્કારો પડે છે, જેથી તે નબળા સંસ્કારો ધીરે ધીરે સબળરૂપમાં થઇ તેજ રસ્તામાં દોરે છે. માટે તેવાઓની સોબતથી સમજુ માબાપોએ અગર વાલીવારસોએ પોતાનાં બાળકોને દૂર રાખવા ખંત રાખવી. ખરાબ સોબતથી શું શું ગેરનફા થાય છે તે તેનું યથાસ્થિત દાખલા દલીલ અને યુક્તિ પ્રયુક્તિ સાથે વર્ણન સમજાવી તેની ઉંડી છાપ તે બાળકોના હૃદયમાં છાપવી કે જેથી તેઓ પોતાની મેળેજ તે નઠારાઓની સોબત છોડી દેશે.

નઠારા છોકરા કે છોડીઓની સોબતથી વિષય–વાસના સતેજ થાય છે, નઠારી ટેવો હાંસિલ થાય છે, શૃંગારી વાતો લખાણો,

---

જીવનબળ આપનાર જે શ્રેષ્ઠ ઓષડો છે, તેવાં શ્રેષ્ઠ ઓષડોમાં શુક્રસંજીવની ગોળી ઉંચો દરજ્જો ભોગવનારી નીવડી છે,

દેખાવોમાં મન દોડે છે. શોખમાં લપટવાનો સમય આવે છે, બોલવા ચાલવામાંથી વિનય વિવેક ઓછો થાય છે, ખરાબ રસ્તે દોરાઇ શરીરની ખરાબી થતાં પસ્તાવાને પાત્ર થાય છે, અને અન્તે મરણનું શરણ લીધા વિના અન્ય ઇલાજ જ રહેતો નથી, તેમજ નઠારી સોબતથી નઠારા વિચારો નઠારો આચાર થાય છે, તથા નઠારી સોબતથી કેફી ચીજો પીવાની, ઉડાઉપણાની, નાટક ચેટક ખેલ તમાસામાં લીન થવાની, અને લંપટ લબાડીપણાની ટેવ અખત્યાર થાય છે. તેથી વીર્ય વિકારને પામી પાયમાલીને પાત્ર થાય છે.

જુગાર, દારૂ, માંસભક્ષણ, વેશ્યા-સેવન, પરસ્ત્રીગમન, શિકાર, ચોરી તથા જુઠ વગેરે ખરાબ વ્યસનોના છંદમાં ફસાવાથી મન તન વિકારને તાબે થતાં વીર્ય વગેરે ધાતુઓની ખરાબી થાય છે.

વિરૂદ્ધ વિહારથી, વિરૂદ્ધ વિચારથી વિરૂદ્ધ આહારથી અને વિ-રૂદ્ધ આચારથી, ધાતુઓ વિકાર પામે છે અને અંતે અનેક રોગોના ભોગ થઇ જિંદગીનો અંત આવવાનો વખત આવે છે. હવે ધાતુ **શાથી બગડે છે! ધાતુ બગડયા પછી કેવી સ્થિતિ થાય છે? અને તે બગડેલી ધાતુને કયા પ્રકારથી સુધારી લઇ સંતતી લાયક બનાવી શકાય છે?** તે સંબંધી સવિસ્તર વિવેચન અત્રે પ્રગટ કરવુંજ ઉચિત ધારૂં છું.

---

## અકંદર ધાતુ બગડવાનાં કારણોની નોંધ.

પોત પોતાના માબાપે કુદરતી કાયદાનો ભંગ કરી વારસામાં આપેલી નબળાઇથી તથા કાયદા વિરૂદ્ધ પોતાના વર્તનથી, કુટેવોના સેવનથી, હદ ઉપરાંત વિષય–વાસનામાં લીન રહેવાથી, દુર્વ્યસનોથી, નઠારી સોબતથી, દુર્ગુણી વિચારો લાવનારાં પુસ્તકો, નાટકો, તમાસાઓના અવલોકનથી, દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યાના નિયમ મુજબ ન ચાલવાથી, ખરાબ સ્ત્રી કે ખરાબ પુરૂષ મળવાથી, કજોડું મળવાથી, ઘણું તીખાં તમતમાં ખારાં ખાટાં આકરાં ખાણું પીણું ઉપયોગમાં લેવાથી, હદથી વિશેષ કસરત કે મહેનત કરવાથી, ભણવા લખવા વાંચવા અને કારિગિરીના કામમાં કુમળી વય છતાં વધારે તકલીફ લેવાથી, ઘણા ઉજાગરા વેઠવાથી, બરાંઓ સાથે ઝાઝો સહવાસ રાખવાથી, બાળલગ્નથી, એક પથારીએ સુવાના વધારે શોખથી, ઉંમર લાયક થવા છતાં યોગ્ય સ્ત્રી ન મળવાથી, મન નબળું ભટકતું રાખવાને લીધે સ્વપ્ન મારફત ધાતુપાત થવાથી, પ્રકૃતિ વિરૂદ્ધ ચીજો ખાવા પીવાથી. ચાંદી, બદ વિસ્ફોટક ખસ પ્રમેહ વિગેરે દર્દોના પ્રતાપથી, સોરા સીફીલીસ અને સાઇકોસીસ એ ત્રણ પ્રકાર પૈકીનું કોઇ વિષ પ્રાપ્ત થતાં તેનો વારસો મળવાથી, હદ ઉપરાંત ખેદ ચિંતા ભય હર્ષ સંકલ્પ વિકલ્પ વગેરેના કરવાથી, જરૂર વખતે તાકત વધારવાની દવા ખાવામાં બેદરકાર રહેવાથી, રોગોને જડમૂળથી દુર ન કરવાથી, અસ્વચ્છ મેલા ઘેલા રહેવાથી, બીમારીઓ,

---

દરેક જાતની ધાતુને લગતી બીમારી શુક્રસંજીવની ગોળીના સેવનની અગાડી ટકવા પામતીજ નથી એવાં ખાત્રીપત્રો ઉપરાચાપરી આવ્યાજ કરે છે.

કમજોરીથી, ઘણો ગુસ્સો ગર્વ લોભ પ્રપંચ કરવાથી, અત્યંત તપશ્ચર્યા કરવાથી, મનને વધારે ભૂખ્યું રાખવાથી, વિષયને પેદા કરાવનારા બનાવો–પશુ પક્ષીઓના રતિસંગમ જોવાથી, વધારે વૈરાગ્યના આવેશથી લોહીવિકારથી, તડકો તાપ વૃષ્ટિ ટાઢ શરદી બહુ વેઠવાથી, રસિકબાજીનાં ગીત ગાવા સાંભળવા તથા તેવાં ચિત્રો જોવાથી, ચાહ કાફી કોકેઇન ચરસ ચંડુલ દારૂ ગાંજો તથા ગરમ મશાલા વીગેરેના ચોહથી, અને સંતોષી પ્રકૃતિ નહિ રાખવાથી ધાતુ બગડે છે, તેમજ તેથી અનેક રોગો પેદા થઇ શરીરને રોગનુંજ મુકામ બનાવાય છે.

ઉપરનાં કારણોથી ધાતુ તવાઈ જાય છે, પાતળી પડી જાય છે, ખાટી જાય છે, અને ઢંગ વગરની સ્થિતિવાળી થઇ જાય છે જેથી દસ્તમાં, પેશાબમાં, સ્વપ્નમાં, સ્ત્રી સાથે વાતચીત કરતાં, બગલમાં લાળમાં અને પરસેવા વગેરેમાં તેમાંનો ભાગ જવા લાગે છે. તેના લીધે ધીરે ધીરે શરીર નબળું પડી જાય છે, દુબળું નિસ્તેજ સુસ્ત બની જાય છે, આંખો ફીકી, ગાલ બેસી ગયેલા, અને હોઠની લાલાશ ઉડી ગયેલી જણાય છે, મગજ ફરે છે, હાથ પગ ઢીલા બને છે, જરા મહેનતે વધારે શ્વાસ ચડે છે, પરશેવો વળ્યા કરે છે, ઉત્સાહ ઉમંગ જતો રહે છે, બેચેની, અરૂચિ, બદહજમી, બેસ્વાદપણું, કેડ પીઠ ગરદનમાં પીડા, કામ કરવામાં અણગમો, યાદીનું કમી થવું, બોલવામાં કંટાળો, ખાધા પછી પાછું વળવું, કંપારો, ખાંસી ક્ષય, તાવની શરૂઆત, ઉંઘનું કમી થવું, અને તમામ અંગ ઉપાંગમાં નબળાઈ વધી પડે છે, કલ્પના તથા સ્મરણ શક્તિ ઓછી થાય છે,

---

મહાન્ વાહશક્તિ મેળવવા, શરીર રૂષ્ટપુષ્ટ થવા મન અને તનને મોજમાં રાખવા માટે શુક્રસંજીવની ગુટિકા એક ઇશ્વરી બક્ષીસ સમાન આનંદ દેનારી નીવડી ચુકી છે.

બ્હીયામણી સુરત બની જાય છે, કંપવા જેવું જણાય છે, મન નિર્બળ બની જાય છે, ઉદાસી વધી પડે છે, મગજ શૂન્ય બની જાય છે વગેરે વગેરે ઉપદ્રવો પેદા થાય છે.

આમ થવા છતાં જો દરકાર ન રાખવામાં આવે તો ઉપદ્રવો વધી પડી આપણી સાત પેઢીના ચોપડા ઉકેલવાનો વખત રજુ કરે છે, કેમકે વૈદ, હકીમ, ડાકટર પાસે જઇ દર્દની તપાસ કરાવતાં તે તરત પુછવા માડે છે કે—

૧ તમારા વંશમાં કોઇને ક્ષય, ધાતુક્ષય, વાઇ ઉન્માદ, નપુસકપણું થયેલ જાણવામાં છે? ૨ તમારી છુપા ભાગની રગો કમજોર છે? ૩ તમો નઠારી સોબતમાં પડવાથી હાથરસ, સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ વગેરે કુટેવોના સંગી થયા છો? ૪ તમારા મા બાપ દાદાની વ્યભિચારમાં વિશેષ પ્રવૃતિ હતી? ૫ સમાગમ વખતે નિસાસા નાખો છો? ૬ તમને કોઈ ગુપ્ત બીમારી છે? ૭ તમને સ્વપ્નમાં વીર્ય પતન થવાનો રોગ લાગુ થયો છે? ૮ તમારા મા બાપે કુદરતના કાયદા વિરૂદ્ધ ચાલી કરેલી ગુન્હાની તમને શિક્ષા મળી છે? ૯ ઉંઘમાં પેશાબ થઇ જાય છે? ૧૦ વારંવાર બહુ પેશાબ ઉતરે છે? ૧૧ દસ્ત બરોબર સાફ આવતો નથી? ૧૨ તમને ખરળ, ગોળાની બીમારી? ૧૩ ખરાબ લત અખ્તીઆર કરવાથીજ ગાલની હોઠની આંખની અને ચ્હેરાની લાલી ઉડી ગઈ છે? ૧૪ તમારી છાતી જુસ્સા વિનાની છે? ૧૫ તમારૂં ભેજું કમજોર છે? ૧૬ તમારો

---

વાંસો ફાટયા કરે છે? ૧૭ તમારા પગમાં તોડ કળતર થાય છે? ૧૮ તમોને આંખ્યે અંધારાં આવે છે? ૧૯ તમારા સાંધા દુખે છે? ૨૦ તમારા પેટમાં ગબડાટ થયાજ કરે છે? ૨૧ અન્ન બરાબર પચતું નથી? ૨૨ અરૂચિ રહે છે? ૨૩ હાથે પગે ખાલી ચડી આવે છે? ૨૪ માથું ભમ્યા કરે છે? ૨૫ તમારી સ્ત્રી સારી ચાલની નથી? ૨૬ શું તેને ગરમીનો રોગ લાગુ થયો છે? ૨૭ શું તમારા મા બાપ દાદા ગરમી જેવા ચેપી રોગનાં ઉપાસક હતાં? ૨૮ શું તમારો પેશાબ લાલ, સફેદ ગંધાતો અને તેમાં તળે જામી જતા ધોળા પદાર્થ સહિત છે? ૨૯ તમારૂં માથું હમેશાં ગરમ રહે છે? ૩૦ પેશાબમાં કંઇ ગરમી કડકતા જણાય છે? ૩૧ સુસ્તી વધારે રહે છે? ૩૨ ફીકરમાંજ મન ડુબ્યું રહે છે? ૩૩ સ્ત્રીથી બહુજ શરમાઓ છો? ૩૪ બરાબર ભૂખ લાગતી નથી? ૩૫ ઘડીએ ઘડીએ ગભરાઓ છો? ૩૬ તમારા ઢીંચણમાં અને પગ પાટલીમાં ફરતે ચાલતે કડાકા વાગ્યા કરે છે? ૩૭ જમીનપર કે ઢીંચણે હાથ દઇને ઉઠાય છે? ૩૮ કેડે હાથ દઇ ચાલવું પડે છે? ૩૯ રાત પડે છે કે શોચ-વશ થવાય છે? ૪૦ તમારી સંતની જીવતી નથી? ૪૧ તમારી સ્ત્રીને વારંવાર કસુવાવડ થાય છે? ૪૨ તમારાં બાળક કદરૂપાં નિસ્તેજ રોગી દુબળાં અને અક્કલહીન થાય છે? ૪૩ તમારી સ્ત્રી તમારા સંગથી નારાજ રહે છે? ૪૪ તમને નામર્દી આવવાનો ભય લાગ્યો છે? ૪૫ તમારૂં રોજીંદા પેટ ચડયુંજ-ફુલ્યુંજ રહે છે? ૪૬ તમને ખાટા તીખા કડવા ઓડકાર આવ્યા કરે છે? કોઇ

---

પેટના દર્દની પીડાઓ છે ? ૪૮ વારંવાર પેચોટી ટળે છે ? ૪૯ તમારૂં ખૂન બગડી જતાં શરીર લુખું ખુજલીવંત અને ખરસટ થયું છે ? ૫૦ તમારા તમામ જ્ઞાનતંતુઓ નબળા પડ્યા છે ? ૫૧ તમારી આંખ્યોમાં બળતરા થાય છે ? ૫૩ તમને મસાની બીમારી છે ? ૫૩ ખાધા પછી મોળ આવે છે ? ૫૪ તમારૂં લગ્ન ન્હાનપણમાં થયું હતું ? ૫૫ શું તમારાથી તમારી સ્ત્રી ઉંમરમાં મોટી અથવા તમારાથી કદાવર અને રૂપાળી વધારે છે ? ૫૬ કોઈ અંગતના વ્હાલા માણસનું મરણ થવાથી, ધનનું નુકશાન થવાથી કે રાજ્ય ભયથી શોક ચિંતા ભયને તાબે થયા છો ? ૫૭ તમોને દહાડે સ્ત્રીના રૂપ ગુણની વિચારણાઓની વાતો ઉપર બહુજ જંખના રહે છે ? ૫૮ તમને ખરાબ સ્વપ્ન બહુ આવે છે ? ૫૯ તમારા પગની રગો ઉભા રહેતાં કે ચાલતાં ખીંચાય છે કિંવા લઘુદશુ અવસ્થા વાળી છે ? ૬૦ તમોને શૃંગારિક પુસ્તકો, વિષયી, વિકારી વાતો વધારે પ્રિય છે ? ૬૧ તમારી સ્ત્રી નઠારી ચાલની છે ? ૬૨ તમોને દારૂ માંસપર વધારે ચાહ છે ? ૬૩ તમારી સ્ત્રીને પ્રદરનો ( ધોળી લાલ ધાતુ જવાનો ) રોગ છે ? ૬૪ તેણીને ૨૯ દીવસે અટકાવ આવે છે ? ૬૫ તમો નાટક ચેટકના બહુ શોખી છો ? ૬૬ તમો બેઉ માણસ જીભ્હા-સ્વાદમાં સપડાયલાં છો ? ૬૭ તેણીને અટકાવ આવતાં પહેલાં કે અટકાવમાં પેડુ કે પેટમાં પીડા થાય છે ? ૬૮ તમારી સ્ત્રી કે તમો વધારે ગુસ્સાબાજ છો ? ૬૯ તમોને કપટ, પ્રપંચ વધારે વ્હાલાં છે ? ૭૦ તમને પરસ્ત્રી કે પર પુરૂષનો વધારે રંગ લાગ્યો છે ? ૭૧

---

જીવન સર્વથી મોઘામાં મોઘું છે તેને આ સોંઘામાં સોંઘી શુક્રસંજીવની ગુટિકા પુરણ રીતે જાળવી રાખે છે.

તમારા બાપ દાદા યા દાદી વગેરેને ઉપદંશ મસા સંધીવા રતવા ભગંદર દીવાનાપણું હીસ્ટીરીઆ અંગમાં ખોડ ખાંપણ વગેરે દર્દો થયેલાં હતાં ? ૭૨ તમો જવાન યોદ્ધા જેવા છતાં ડોસા જેવા કેડ ભાંગલાં બેસી ગએલા ગાલ, ઉંડી ઉતરેલી ધોળી આંખ અક્કલની તંગાસ લબડતી ચામડી, ઉત્સાહ રહિત, નિસાસા સહિત નિર્માલ્ય કેમ થયા જણાઓ છો ? ૭૩ શું તમારાપર રળવાનો કે કામનો હદ ઉપરાંત બોજો આવી પડેલો છે ? ૭૪ શું તમારૂં મનોબળ નિર્બળ છે ? ૭૫ પુષ્ટિવાળા ખોરાકની ગેરહાજરી છતાં વિદ્યાકળાનો અને વિલાસનો હદથી વધારે અભ્યાસ રાખો છો ? ૭૬ પોતાની કરેલી બર્બાદ કાળાં ધોળાં કૃત્યો કે જીંદગીની કરેલી ખરાબી તમોને હવે સતાવ્યા કરે છે ?

વગેરે વગેરે સવાલો પૂછાય છે, તે વખતે ઘણું નીચું જોવું પડે છે, પણ ખરી વાતો જણાવ્યા વિના છુટકો થતોજ નથી; કેમકે વૈદ્ય અગાડી દર્દ, દૈયાણી અગાડી પેટ, અને ધર્મગુરૂ અગાડી મનના પાપ કહ્યા વિના શી રીતે તેનાથી મુક્ત થવાય.

વાંચનાર ! નબળાઇ—ધાતુ બિગાડ કે તેને લગતી નુકશાનીઓ ઉપર બતાવેલા સવાલોવાળાં ચિન્હો ને દર્દો પેદા કરે છે માટે તે ધ્યાનમાં રાખી વર્તવામાં આવે તો કદી ધાતુ બગડતીજ નથી અને વૈદ્યને ઘેર જવું પડતુંજ નથી.

આજકાલ ધાતુ—બિગાડ થવાનાં ઉપર કહેલાં કારણો ઘણા

---

બરાઓના જાણુવામાં ન હોવાથી અને વૈદ્ય–વિદ્યાની પૂરી માહિતી ન હોવાથી જ્યાં ત્યાં ધાતુ–બિગાડનાં દર્દોએજ સ્ત્રી અને પુરૂષનાં શરીર, મન તથા ભવિષ્યની આશા બગાડી દઇ નિર્માલ્ય–ટુંકી જીંદગી વાળાં ટુંકા કદનાં બનાવી મૂક્યાં છે. એથી ચોમેરથી કમ–કૌવતની નામર્દીની ખરાબ ખિસલતની, અતિ રતિવિલાસની ખરાબીની અને એથી થતા અનેક રોગો તથા વાંઝિયાપણાની કડવી ફરિયાદો કાનપર આવી અથડાયા કરે છે. અફશોષ ! એ ફરિયાદોનો અંત ક્યારે આવશે ? શી રીતે આવશે ? અને પહેલા જમાનાની પેઠે હિંદની પ્રજા મજબુત બાંધાની, મજબુત મનની, પુષ્કળ કૌવતની; લાંબી જીંદગીની રૂપાળી, ગુણુવાળી, બહાદુર નીવડી ભવિષ્યની ફિકરને કયારે દૂર કરશે !!!

પ્રીય વાંચક મનુષ્ય માત્રમાં **શકિત એજ ખરૂં જીવન છે**, શક્તિ એજ **જુવાની છે**, શક્તિ એજ રૂપ રંગની **રોશની** છે, શક્તિ એજ ધર્મ અર્થ, કામ તથા મોક્ષ સંબંધી ઇચ્છા પુર્ણ કરનાર સાચો મંત્ર છે, શક્તિ એજ સંસારને સાકર સમાન મીઠો બનાવનાર **સર્વોતમ પદાર્થ છે અને શક્તિ એજ જીંદગીની સફળતા છે.**

**શકિત વિના માણસનું જીવન નકામું છે**, શક્તિ વગરની **જીંદગી ધુળ બરોબર છે**, શક્તિ વિના જ્યાં ત્યાં **નિરાશાજ** **છે** છે. અને શક્તિ વિના મનુષ્યનો ભવ હારી જવાય છે; માટે જેમ બને તેમ ઔષધથી, કસરતથી, બ્રહ્મચર્યથી ઉત્તમ અહાર વિહારથી, અને યોગ્ય પ્રયોગથી શક્તિ **કાયમ રાખવા** અગર શક્તિ

---

નબળી થઇ પડેલી અથવા નાશ પામેલી યાદશક્તિને, ખાલી પડેલા ભેજાને અને આંખ્યોની કમી થએલી રોશનીને શુક્રસંજીવની ફરીને તેજ બનાવે છે.

વધારવા યત્ન પ્રયત્ન કરવા એજ ઉત્તમમાં ઉત્તમ ડહાપણુ છે.

જ્યાં લગી શરીરમાં શક્તિ છે ત્યાં લગી ધોળાં પળિયાં આવ્યા છતાં પણ તે જવાંમર્દ જેવો મનાય છે, જ્યાં લગી શક્તિ છે ત્યાં લગી દરેક જન આદર આપે છે, અને જ્યાં લગી શક્તિ છે ત્યાં લગી સંસાર–વ્યવહાર કે ધર્મ કર્મ સાધન કરી–આત્મકલ્યાણ કરવાની કરણી કરી જીવનનો લ્હાવ લેવાનું બની શકે છે. પણ શક્તિ ઓછી થઇ કે યુવાન છતાં પણ ઉતરી ગયેલા ટપ્પાના ઘોડા જેવો ગણાય છે, શક્તિ ઓછી થઇ કે દુશ્મનો મોરચા માંડે છે, અને શક્તિ ઓછી થઇ એટલે ભારે વ્હાણુ ભરદરિયામાં બુડી જાય છે, શક્તિ ઓછી થવી એજ ઘડપણ છે, અને શક્તિનો નાશ થવો એજ મ્હોત કહેવાય છે; માટેજ સહુથી પહેલાં એજ માનવની ફરજ છે કે દરેક પ્રકારથી પોતાની તન્દુરસ્તી સાથ શક્તિ–વીર્ય વધારવાના ઉપાયો હાથ ધરવા અને બળવાન બની જીવનનો લ્હાવ લેવો.

આળસ એજ આપણો શત્રુ છે, આળસ એજ ખાનાખરાબીનું પહેલું પગથિયું છે. આળસ એજ મેલડીનો વળગાડ છે, આળસ એજ ઉન્નતિને ખોદી કહાડનાર કોદાળી રૂપ છે, આળસ એજ સુખનું સત્યાનાશ વાળનાર છે, અને આળસ એજ ગુણો–હુન્નરો વગેરે શીખતાં અટકાવવાની મનાચીઠ્ઠી છે, અને આળસ એજ ઉભય જન્મ ભ્રષ્ટ કરવાનું સબળ સાધન છે. માટે આળસ તજો ઉદ્યમને ભજો ! નશીબ પર આધાર રાખી બેસી ન રહો ! નશીબ ઉદ્યમ વિના

---

મન તનની ખરાબીનું મૂળ ધાતુ-બિગાડજ છે અને એ ધાતુ બિગાડનું ભયંકર શૂળ મટાડનાર શુક્રસંજીવનીજ છે !

મદદ આપનારજ નથી એવો ચોકસ નિશ્ચય કરો ! નશીબના નામના રોદડાં આળસુઓજ રોયા કરે છે. પણ ઉદ્યમી નસીબને ખિલતું જાુંજ જોયા કરે છે ! આજ કરીશું–કાલ કરીશું–હજુ કાંઈ હરકત જેવું નથી–વગેરે આળસનો આસરો લઇ બોલો છો તે તુરત બંધ પાડો ! કાલ જે કરવું હોય તે આજ કરી લ્યો ! અને ઘડી પછી કરવું હોય તે હમણાંજ કરી લ્યો; કેમકે જે તક જાય છે તેજ તમારી છે; પણ તે તક છેક છટકી ગઇ તો પછી ફરી મળનારજ નથી દવાઓ તૈયાર છે, વૈદો તૈયાર છે અને સમય પણ મોજુદ હોવા છતાં હવે કોની વાટ જોવી? રોગ ચાંપતાં પગલાં તમારી સ્હામે ભરી રહેલ છે, જીંદગી પાણીના રેલાની પેઠે ચાલી જાય છે, મનસુબા સરસુબા સમાન ફર્યાજ જાઓ છો અને મ્હોંત નજીક આવતું જાય છે, માટેજ વેળાસર ચેતો! પાણી આવ્યા પહેલાં પાળ બાંધો. લુટાયા પહેલાં ચોકીદારોની મદદ લ્યો અને દીવો ગુલ થયા અગાઉ પૂરતું તેલ પૂરી તેને ઝગમગતો બનાવો!

તમો કદાચ પ્રશ્ન કરશો કે વીર્ય–શુક્ર–ધાતુરૂપી તેલવડે પ્રકાશ પામતી શરીર રૂપી દીવટ સહિત જીવનરૂપ જગમગતી રોશની હમેશાં જેવી ને તેવી રાખવા માટે તમારી પાસે કોઇ ચમત્કારીક દવા છે ? તો તેના ઉત્તરમાં અમો પ્રતિજ્ઞાપૂર્વક વિશ્વાસ આપી કહીશું કે, અમારી પાસે

## " શુક્રસંજીવની ગુટીકા "

એટલે કે શુક્ર (વીર્ય) ને સંજીવન (સજીવ) કરનારી કે સંજી-

---

શુક્રસંજીવની ગુટિકા દેખાવમાં સુંદર, સઘળી ઋતુઓમાં સરખો ફાયદો આપનારી, ગુણમાં ઉત્તમ અને કોઇ પણ જાતના ભય વિનાની હોવાથી સર્વ કોઇ તેનો ઉપયોગ કર્યા જાય છે.

